
હેરી હૌડીની
ડેવિડ એ. એડલર
મેટ કોલિન્સ

હેરી હૌડીની એ એના મોતને પડકારતા કૃત્યો અને માયાજાળ થી દુનિયાભરના લોકોને ચકિત કરી દીધા. એની પત્ની બેસ સાથે, જે ઘણી વાર એની સાથે હતી, એ પોતાની જાતને દોરડા, હાથકડીઓ, સ્ટ્રેટજેકેટ (હાથ ન હલાવી શકે એવું મજબૂત વસ્ત્ર), અને જેલની કોટડી માંથી મુક્ત કરી લેતા હતા. એક વાર તો એણે દસ હજાર પાઉન્ડના હાથી ને હવા માં ગાયબ કરી દીધો હતો! તો પણ હેરી નું જીવન એટલું શાનદાર ન રહ્યું. જયારે એ નાનો હતો, તો એ જૂતા ને પોલિશ કરતો હતો અને પેટ ભરવા માટે નાના-મોટા કામ કરતો હતો. પણ હેરી માટે જાદુ માં કારકિર્દી બનાવવી હંમેશા થી નક્કી હતું.

પાઠક ઇતિહાસ ના સૌથી પ્રસિદ્ધ પલાયન થતા કલાકાર અને જાદુગરો માં થી એક ની આ મનમોહક જીવની થી મંત્રમુગ્ધ થઈ જશે.



બે લોકોએ હેરી હૌડીની ને ઉઠાવ્યો અને એને પાણી ભરેલા પાત્ર માં ઉતાર્યો. હૌડીનીએ એના શ્રોતાઓને કહ્યું, "જો હું પાછો ન આવી શકું, તો મારા સાથી મારો જીવ બચાવવાનો બનતો પ્રયાસ કરશે."

હૌડીનીએ પાણી ની નીચે ડૂબકી મારી. એના સાથીઓએ પાત્ર ને ધાતુ ના ઢાંકણા થી બંધ કરી દીધું અને એને છ મોટા લોઢા ના તાળા થી બંધ કરી દીધું. પડદો પડે છે.

એક મિનિટ વીતી, પછી બીજી, પછી ત્રીજી. દર્શક તણાવપૂર્ણ હતા. એને ખાતરી હતી કે કોઈ પણ પાણી ની અંદર આટલી બધી વાર જીવિત રહી ન શકે. આખરે પડદો ખુલ્યો. સાવ ભીંજાયેલો હેરી હૌડીની આગળ આવ્યો અને દર્શકો ને ઝૂકી ને પ્રણામ કર્યા. ધાતુ નો ડબ્બો એની પાછળ હતો, જે હજી પણ તાળા થી બંધ હતો.

આ હૌડીનીએ એની કારકિર્દી દરમ્યાન કરેલા છટકવાના ઘણા મોટા પ્રયોગો માં થી એક હતો. એ દોરડા, હાથકડીઓ, સ્ટ્રેટજેકેટ, અને જેલ ની કોટડી માં થી છટકી જતો. એના સમય નો એ સૌથી પ્રસિદ્ધ પલાયન થતો કલાકાર અને જાદુગર હતો.



હેરી હૌડીની નો જન્મ 24 માર્ચ 1874 માં બુડાપેસ્ટ, હંગેરી માં થયો હતો. એના માતા-પિતા રેબી મેયર સેમ્યુઅલ અને સેસિલિયા વેઈઝે એનું નામ એરિક રાખ્યું હતું. એ એના છ બાળકોમાં થી એક હતો. એરિક ના જન્મ ના થોડાં સમયમાં, એના પિતાએ એના પરિવાર નું નામ બદલી ને વેઈસ્સ રાખ્યું અને એના પરિવાર ને એપ્પલટન, વિસ્કોન્સિન, લઈ ગયા. ત્યાં એરિક ના પિતા શહેર ના યહૂદી લોકો ના ધર્મમંદિર ના રેબી બની ગયા.

રેબી વેઈસ્સ, જેણે ક્યારેય અંગ્રેજી શીખ્યું ન હતું, થોડા સમય માં એની નોકરી ગુમાવી બેઠા. પરિવાર મિલવોકી ચાલ્યો ગયો, જ્યાં રેબી વેઈસ્સ હિબ્રુ શીખવાડતા હતા. એ કામ એને માટે બહુ ઓછું હતું, એટલે યુવાન એરિક વર્તમાનપત્ર વેચી ને અને જૂતા પોલિશ કરીને એના

પરિવાર ની મદદ કરતો હતો.



જયારે મુસાફરી કરતા સર્કસ નગર માં આવતા હતા, ત્યારે એરિક જાદુગરો ને જોતો હતો. એ એના ખેલ પોતે કરવાની કોશિશ કરતો હતો. નવ વર્ષ ની ઉંમરમાં એને "પાંચ સેન્ટ" વાળા સર્કસ માં નોકરી મળી ગઈ. એ લાંબા લાલ મોજા પહેરતો હતો અને પોતાને "હવા નો રાજકુમાર" કહેતો હતો.

અગિયાર વર્ષ ની ઉંમરમાં એણે સ્થાનીય તાળા બનાવવાવાળા પાસે નોકરી કરી. ત્યાં એ ઘણીવાર તાળા સાથે રમત કરતો હતો અને થોડીવારમાં ચાવી વગર બધા તાળા ખોલવા લાગ્યો. એ તાળા ખોલવા માટે પિન અને વળેલા તાર ના ટુકડા નો ઉપયોગ કરતો હતો.





બાર વર્ષ ની ઉંમરમાં એરિક ઘરેથી ભાગી ગયો. એ ભટકતો રહ્યો, નાના-મોટા કામ કરતો રહ્યો, અને જયારે પણ મોકો મળ્યો ત્યારે જાદુ દેખાડતો રહ્યો. થોડા સમય માટે એ પલાયન થઈ જતા કલાકાર તરીકે એક સર્કસ માં સામેલ થઈ ગયો. એણે પોતાને "એરિક ધ ગ્રેટ" નામ આપ્યું.

1887 માં વેઈસ્સ પરિવાર ન્યૂયોર્ક શહેર ચાલ્યો ગયો, જ્યાં એરિકના પિતાને આશા હતી કે એને કામ મળી જશે. એરિક પણ એની સાથે કામ કરવા લાગ્યો. ત્યાં એણે ડિપાર્ટમેન્ટ સ્ટોર ના મેસેન્જર, ફોટોગ્રાફર ના સહાયક અને નેકટાઈ કટર તરીકે કામ કર્યું. પણ એની ઉત્કટ ઈચ્છા તો જાદુ દેખાડવાની હતી.



એરિકે એક ચોપડી વાંચી, રોબર્ટ હાઉડીન ના સંસ્મરણો, જે ઓગણીસમી સદી ના ફ્રાન્સ ના જાદુગર હતા. 1891 માં એરિકે એનું પહેલું નામ બદલાવીને હેરી રાખ્યું, જે એક લોકપ્રિય અમેરિકન જાદુગર  હેરી કેલર ના નામ પરથી હતું, અને પરિવાર નું નામ વેઈસ્સ થી બદલી ને હૌડીની (Houdini ) રાખ્યું. અંત માં જોડાયેલા "i" નો અર્થ હતો  "હાઉડીન જેવો".

1894 ની શરૂઆ માં હેરી બીટ્રાઇસ "બેસ" રેમન્ડ ને મળ્યો, જે એક ગાયિકા અને નર્તકી હતી. એ એક-બીજા ને પ્રેમ કરવા લાગ્યા અને 22 જુલાઈ 1894 માં એમણે લગ્ન કરી લીધા.



બેસ એના પતિ નું ધ્યાન રાખતી હતી. જ્યારે એ ખેલ કરતો હતો, ત્યારે એ ઘણીવાર એના સહાયક તરીકે મંચ પર હાજર રહેતી હતી. એણે એના પતિ ને "દુનિયા નો સૌથી અસહાય માણસ" બતાવ્યો.

એક વાર જયારે બેસ એની સાથે યાત્રા કરી ન શકી, ત્યારે

એણે એની યાત્રા માટે સામાન બાંધ્યો અને પ્રત્યેક શર્ટ પર લેબલ લગાવ્યું જેનાથી હૌડીની ને ખબર પડે કે ક્યારે પહેરવાનું છે. પણ એનો કોઈ ફાયદો ન થયો. જયારે એ ઘરે પાછો ફર્યો, ત્યારે બધા લેબલ લગાવેલા શર્ટ હજી બેગમાં જ હતા. એણે  અઠવાડિયા સુધી એક જ શર્ટ પહેર્યું હતું.

પહેલા તો હૌડીની ના ખેલ બહુ સાધારણ હતા. એણે પત્તા ના ખેલ દેખાડયા અને એક ટ્યુબ માં થી રૂમાલ બહાર કાઢ્યો અને એનો રંગ બદલી નાખ્યો. પછી એણે પલાયન થવાના ખેલ જોડયા અને જનતા નું ધ્યાન આકર્ષિત કર્યું.

હૌડીની જે પણ શહેર માં ગયા, ત્યાં પોલીસ સ્ટેશન માં એણે સ્વયં કેદ માં પૂરવાની માંગ કરી. એણે થોડીવારમાં પોતાને મુક્ત પણ કરી લીધા. વર્તમાનપત્રમાં  છપાયેલા એના પલાયન થવાના ખબર લોકો ને એના શો માં લઈ આવ્યા.





મે 1900 માં હૌડીની અને એની પત્ની ઇંગ્લેન્ડ માટે રવાના થયા. ત્યાં એણે સ્કોટલેન્ડ યાર્ડ ના પ્રસિદ્ધ બ્રિટિશ પોલીસ ને પડકાર આપ્યો કે એ એને હાથકડી પહેરાવે. પોલીસે એના હાથ એવી રીતે બાંધ્યા કે એ ખોલી ન શકે. પણ એણે એના હાથ ખોલી નાખ્યા.

જર્મની માં એને બાંધી રાખવા માટે વિશેષ હાથકડી બનાવવામાં આવી હતી, પણ  એ પણ એને બાંધી ન શકી. ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ અને રશિયા ના થીએટરમાં એ બધા લોકો માટે જગ્યા ન હતી જે એનો શો જોવા ઇચ્છતા હતા.

1904 માં જયારે હૌડીની પરિવાર અમેરિકા પાછો ફર્યો તો હેરી એક આંતરરાષ્ટ્રીય સ્ટાર બની ચુક્યા હતા.

1907 માં હૌડીનીએ પહેલી વાર પૂલ પરથી છલાંગ લગાવી. એને સાંકળ થી બાંધવામાં આવ્યા હતા, અને એણે રોચેસ્ટર, ન્યૂયોર્ક ના એક પૂલ પરથી નીચે બર્ફીલા પાણી માં છલાંગ લગાવી. થોડીવારમાં એ સાંકળમાં થી છૂટી ને સુરક્ષિત બહાર આવ્યા.

7 જુલાઈ, 1912 માં હૌડીનીએ એના સૌથી ખતરનાક ખેલમાં થી એક કર્યો. એ એક શબપેટી ની અંદર ગયા, જેને ખીલા થી બંધ કરવામાં આવી, દોરડા અને સ્ટીલ ની પટ્ટીઓ થી બાંધવામાં આવી, અને ન્યૂયોર્ક ના ગવર્નર્સ ટાપુ ની પાસે ના પાણી માં ફેંકી દેવામાં આવી. એક મિનિટ થી પણ ઓછા સમય માં હૌડીની આઝાદ થઈ ગયા.

એનું આ જાદૂ મોટી ખબર બનીને ફેલાઈ ગયું. લોકો એને ફરીને એવું કરતા જોવા માટે ઉત્સુક હતા, એટલે ન્યૂયોર્ક ના એક નાટ્યગૃહ ના સ્ટેજ ઉપર એક બહુ મોટી પાણી ની ટાંકી રાખવામાં આવી. રાતો ની રાતો હૌડીનીને એક બોક્સમાં બંધ કરીને પાણીમાં ફેંકવામાં આવતા હતા, અને દરેક વખતે એ બહાર નીકળી જતા હતા.

7 જાન્યુઆરી, 1918 ના, એની સૌથી મોટી માયાજાળ માં, હૌડીનીએ એક 10000 પાઉન્ડના હાથી અને એના મહાવત ને લાકડા ની પેટીમાં થી ગાયબ કરી દીધા. એક વર્તમાનપત્રના સમીક્ષકે લખ્યું, "મેટિની શો ના પ્રેક્ષકો ચિંતામાં ડૂબી જશે, એ આશ્ચર્યથી કે હૌડીનીએ એના હાથી સાથે શું કર્યું."

હૌડીનીએ એના દર્શકોને નિરાશ ન કર્યા. એક વાર, શો કરતી વખતે, એના પગની ઘૂંટી તૂટી ગઈ. તો પણ, એણે શો પૂરો કર્યો.







પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન હૌડીનીએ અમેરિકી સૈનિકો માટે નિઃશુલ્ક શો આયોજિત કર્યા. એક શો માં એણે એક ઝંડામાં થી એક ગરુડને બહાર ખેંચી કાઢ્યું. એણે હવામાં થી સોના ના સિક્કા કાઢ્યા અને સૈનિકો તરફ ફેંક્યા.

1913 માં હૌડીની ની માઁ સેસિલિયા વેઈસ્સ નું મૃત્યુ થયું. હૌડીની ને એની બહુ યાદ આવતી હતી; અને એની સાથે ફરીથી જોડાવા ની આશામાં, એ અધ્યાત્મવાદીઓ પાસે ગયા, જે કહેતા હતા કે એ મૃતકો સાથે વાત કરી શકતા હતા. એ જે લોકો ને મળ્યા, એ બધા નકલી હતા, અને એની ચાલાકીએ એને અસ્વસ્થ કરી દીધા. એણે ઘણીવાર મંચ પરથી એમને ખુલ્લા પાડયા.

22 ઓક્ટોબર, 1926 ના, હૌડીની મોન્ટ્રિઅલ, કેનેડા માં હતા. થોડા છાત્રો એના ડ્રેસિંગ રૂમમાં આવ્યા અને પૂછ્યું કે શું એ સાચું હતું કે એ એટલો મજબૂત છે કે ઇજા પામ્યા વગર મુક્કા ઝીલી શકે છે. હૌડીનીએ કહ્યું કે એ સાચું છે. એ પહેલા કે એ એના પેટના સ્નાયુઓ ને તાણી શકે, એક છાત્રએ એને ઘણા મુક્કા માર્યા. હૌડીની પડી ગયા.

હૌડીની ગંભીર રૂપ થી ઘાયલ થઈ ગયા હતા, તો પણ એણે એ દિવસે અને બીજે દિવસે ખેલ કર્યા. પણ 24 ઓક્ટોબર, 1926 ના એ પડી ગયા. એના પેટ પર લાગેલા મુક્કા ને લીધે એનું એપેન્ડિક્સ ફાટી ગયું હતું, જે સૂજી ગયું હતું અને સંક્રમિત થઈ ગયું હતું.



થોડા દિવસો પછી, હોસ્પિટલ ના ખાટલા માં સૂતા-સૂતા, એણે ધીમા અવાજે કહ્યું, "હું લડતા-લડતા થાકી ગયો છું. લાગે છે કે મારો અંત નજીક છે."

31 ઓક્ટોબર, 1926 ના હેરી હૌડીની નું મૃત્યુ થઈ ગયું. એના શબ ને ન્યૂયોર્ક મોકલવામાં આવ્યું. 4 નવેમ્બર, 1926 ના એના અંતિમ સંસ્કારમાં બે હજાર થી વધારે લોકો સામેલ થયા.

"એ એક અસાધારણ વ્યક્તિ હતા, એનું અનન્ય વ્યક્તિત્વ હતું," રેબ્બી એ કહ્યું, "અને એ સિવાય, એ સૌથી ઉમદા અને મધુર વ્યક્તિઓમાં થી એક હતા."